# हरि-धर्मशतक.

दैवस्त्रैगुण्यभेदात्सृजतिवितनुतेसंहरत्येष
लोकान्

(चण्डकौशिक १ म.

એ દેવ ત્રણ ગુણપણાના ભેદથી લોક
સૃજેછે, વિસ્તારેછે, (અને) સંહરેછે.

---

બનાવી પ્રસિદ્ધ કરનાર
ડા૦ પી૦ દેરાસરી.

---

**અમદાવાદ**

ખાડીયામાં અમરતલાલના મહાદેવમાં
મહેતાજી પિતાંબરદાસ ત્રિભુવનદાસે
પોતાના હિતેચ્છુ પ્રેસમાં છાપ્યું.

---

૧૯૩૪.—સન

देवस्त्रैगुण्यभेदात्सृजातिवितनुतेसंहरत्येषलोकान्

(चण्डकौशिक १ म.

---

"જીંદગાનિ આ ક્ષણિક તાહરી સત્વ તે મહીં શું જ ભર્યું?"
પ્રભુપ્રેરકઇચ્છાએ મનને આ પરમાણે પ્રશ્ન કર્યું. १

સ્વાંત સમજતું સત્વ શ્રેષ્ઠછે આ દુનિયામાં આજ ખરે,
વિના અર્થ હા ફોગટ અબુજ શા એક પ્રભુની ખોજ કરે. २

સ્વાર્થ પ્રભુને, સ્વાર્થ ધર્મ વળી સ્વાર્થ કર્મ સઘળાં જાણે,
સ્વાર્થ સગાંને સુહૃદ સ્વાર્થ વળિ સ્વાર્થ વગર મનમાં નાણે. ३

પૈસા તે પરમેશ્વર મારો જ્ઞાનવાન મુજ નાર ખરી,
પરમારથ કાજે મુજ બાળકનેજ દાન દઉં ઉલટ ધરી. ४

"હું મારૂં સારૂં કરી બેઠું, પડોશીની શીદ ફિકર ધરૂં"
સાખ પડોશીનું ઘર બળશે તો તારૂં બળશેજ ખરૂં. ५

ગામ લુંટાશે બધું જ્યહરે આપ અણીશુદ્ધ નહિં રેશો,
"હું મારૂં સારૂં કરી બેઠું" પુનઃ આપ એ નહિ કે'શો. ६

આમ દુઃખમાં ફસી પડેલા અકલહીન મનને ભાળી,
પ્રભુપ્રેરકઇચ્છા શીખ દે ત્યાં દુઃસંદેહ મનના ટાળી. ७

...ર પ્રમાણે ઉત્તર આપી ધર્મ વિ...
અનીતિ માંહી પચી ...

ચોરયા પૂર્વ જન્માંતર કેરો, સંબંધી સૌ આવી મળિયાં,
ભવસાગરની મધ્યે જયમ એક નાવ વિષે ભેગાં ભળિયાં" ૧૧

આગગાડિની મુસાફરિઆ તું ત્યાં ને તે ક્યાં રહેશે,
સર્પ કાંચળી સમ સૌ સંપતિ તજી મૂઢ રસ્તો લેશે. ૧૨

જીંદગાનિ આ ટુંકીછે તુજ કરવાને મહાભારત કામ,
જતાં ખરચ થાકે દરવાજે શું કરશે તું સઘળું આમ. ૧૩

આખી રાત દળીને વ્હાણું લોટ કોડિઆમાં વાળ્યો,
તેમ નીતિને હરિ ભજન વિણ જન્મારો એળે ગાળ્યો. ૧૪

નહિ નહિ પ્રભુએ તુને પાઠવ્યો વૃથા મોજ લેવા માટે,
'આ ને આ નહિ' મધ્ય આથડયો નહિ ઘેરને નહિ ઘાટે. ૧૫

કોઈ કાલને કોઈ પરમ એમ જશે સહુ વખતે ઓછે,
લોહી હોય ત્યાંસુધી જળો રહે તેમ સબંધી સૌકો છે. ૧૬

જ્યાં ખરચી ખુટી નિજતનથી કે ઝાંખા થવા લાગે,
તેલ હોય ત્યાં સુધી દિવો રહે દૂર આખરે સૌ ભાગે. ૧૭

સત્ય નીતિને સદાચરણ તુજ ઈશ્વર કેરૂં ભજન રૂડું,
કૃત્ય તાહરૂં સાથે રહેશે હોય શ્રેષ્ઠ કે પછી કુડું. ૧૮

ઐહિક સુખની મજા વિષે તું મૂર્ખ મૂળથી પચી રહ્યો,
તાત નિયંતા એક પ્રભુને રંચ નાંહિ મનમાંહિ લહ્યો. ૧૯

તું જાણે શું કરશે પ્રભુજી "પેનલકોડ" તે ક્યાંથી ભણ્યો,
...સ શીખ્યો હું સઘળું તેં પ્રભુને હા નીચ ગણ્યો

...વનને લૌકિક પરમારથ કર્મો,
...જ્યાં ભર્મો.

ઇશ્વરનું શું ભજન થાય ત્યાં જ્યાં રૂડિ રાસ લિલા વાંચે,
પણ વિચાર કરવાને અક્કલ હોય તો ન રેહ આ ખાંચે. ૨૪
અરે પ્રભુને હિંડોળા શા! જળ. ક્રીડા પ્રભુને કેવા !
રાશમંડળી પ્રભુ ધામશી! ધામધૂમ ખોટી કેવી! ૨૫
ચરણપરશ શા ધર્મ ગુરૂને! કેશરસ્નાન કેવાં હોયે!
સ્નાન સમૂળાં કરો તેમનાં નીતિવાન જો ના હોયે. ૨૬
ભોગ સમાનાં દર્શન કેવાં! ભોગ પ્રભુના હોય નહી,
નિરજીવ પથ્થર મૂર્તિ કેરા ભાયા મય ગુરૂનાજ સહી. ૨૭
હતા ભોગને છેજ હાલ પણ વળી જન્મો જન્મે રેજો,
ભોગ એટલું નહિ પણ સીક્ષા તમે પ્રભુ એને દેજો. ૨૮
પ્રભુને અનકુટ શાને કાજે ! ભાત પર્વતો હા કેવા!!
ડોર પુરી એ પ્રભુ ધામ શાં, દેવળ ભઠિયારા કેવા? ૨૯
પ્રભુ પ્રસાદી બે પૈસાની, પૈસા વિણ તે નાજ મળે,
પૈસાવાળા તેજ મેળવે, નિરધનિયાના જીવ બળે. ૩૦
મૂર્ખ જનો તવ મનમાં છે તે ગરીબ બિચારા ધનહીના,
પ્રભુ ધામમાં બધા બરોબર નરક નિવાશી જન વીના. ૩૧
પ્રભુ ધામમાં ફરક કેમ આ, ભુલ્યો, પ્રભુનું ધામ નહી,
ધામ અનીતિ તણુંજ ખાશુ મજવાને માસુક સહી. ૩૨
પ્રભુ ધામમાં ટેરા શાના! ગોવાળિયો પ્રભુ એ તે શું?
વાહ મરાવે પ્રભુ કોરડા ભક્ત જનોને હેતે શું. ૩૩
કંઇક સ્રીઓ નિજ આંખ ખુવે હા ગાંગ
મરી ભીડમાં વસ્ત્ર નીચાજે

ન જૂલિએ જન્માઅષ્ટમીને બાર વાગતે રાત મહી,
જન્મે ઠાકુર દર્શણ કારણ ભગંત દોડતાં ગામ મહી. ૩૭

દહીંને હળદર કરી એકઠાં ફેંકે જનમાં ભાવ ધરી.
'ચરકયા ઠાકુર' કહે કોક જન ઉછળે વાસણ ભરી ભરી. ૩૮

હું તો નહિ કો કહે કદાપી જ્યાં ઉછળે આવી ચીજો,
તેવે ઠામે વાસ કોણનો હશે હવે કો ના ખીજો. ૩૯

આખર મારા આર્યજનો છો કહેતાં મુજને શરમ પડે,
પણ કરતાં નહિ લાગે કાંઇજ અનાર્ય છો એમ સમજ પડે. ૪૦

"હો રાધે મેં રી ગેંદ ચુરાઈ અગીયાં મેં ઓજત પાઈ"
વાહ, પ્રભુજી વદે શું આવું ફાગ વસંત સમે ગાઈ. ૪૧

"બંચક કરશે ફારી કંચુકી હાથ જગાયા ઉરજપે"
વાહ, કર્મ શાં પ્રભુ તણાં આ, 'બડેપ્રકાશીત સુરજશે.' ૪૨

રેલ વખતમાં લઈ દેવલાં જીવની ખાતર જતા રહ્યા,
ઘર છોડીને દૂર ગામ જઈ ભય થકી વિમુક્ત થયા. ૪૩

કારણ ભય લાગ્યો ડુબવાનો લગિર પાણિમાં રેલ તણા,
તે તારે શું ભવ જલધીમાં જ્યાં પાણીને ખડક ઘણા. ૪૪

પોતે જે ડુબે તે બીજો શી તતખીરે તારિ શકે,
પણ ગમે તેમ કરે કદાપિ, યદ્વા તદ્વા કદી બકે. ૪૫

વિજયિની રાણી નોકર મારી હું રાજા આ દેશ તણો,
કહે કદાપિ તેમાં શું છે એતો વેશ ભવાઇ તણો. ૪૬

ગાયને, અર્જુન કેરો વેશ ધરે
પણ મારતાં શુંજ કરે? ૪૭

તે રીતે પ્રભુ ના પામે તું પ્રભુ ખૂશ હા નહી થાએ,
કોઇક બીજો રસ્તો લે મન જેથી ભવનાં દુઃખ જાએ. ૫૦

જા મન પંથ બિજો દાખવું હું તારાં પાપ સકળ હરશે,
આ ફાની દૂનીયાંથી તારો એક લહજે છુટકો કરશે- ૫૧

કલમા પઢ કુરાન તણા તું જોઇ બેશ મક્કા સામું,
મારવાડની સામુ ઊંટ જ્યમ ચહિ ક્યારે મુક્તિ પામું. ૫૨

સોથા સારૂ તારી ખાતર તાબુતમાં બન સાંઇ મુલ્લા
વાઘ રીંછ વા બની ગધેડું વા વાંદર થઇ ભજ અલ્લા ?? ૫૩

પર ધરમોની નિંદા ખાતર બાવો કે સંન્યાસી થા,
“મારૂં તે સઘળું છે સારૂ” એ હલકાઈ દર્શાવે આ. ૫૪

પ્યાલો પીને પીર તણો તું દુલ્લા દુલ્લા કહી મૂએ
કુદી નાચીને બાધા આગી તરિયો ભવ એમ ધાર સૂએ. ૫૫

તારા મનનો માલિક કો નહી માત્ર એક તું છેજ ખરે,
સારી બુદ્ધિ કોઈ તુજને ગણે તેહને મૂર્ખ ખરે. ૫૬

તું તો તરીઓ નાંહી ખરે ખર પણ ડુબ્યો તેના સાથે,
પરપોટાતો તર્યાજ ખાસા મૂરખ મીથ્યા કાં રાચે. ૫૭

“કાં ગઇતી બાબી ફજરસેં તેરા મરજાએ” એવાં
વા “કાલુપરકે ચકલેમ ઘેરી ધાંચણ” નાં જેવાં. ૫૮

વિભીત્સગાયન ગાઇ ભુડાં ગંધાતાં મુખડાં નેહા,
ઉત્તેજન દે ગંધ વધે ત્યમ શું છે ધર્મની બાબત આ? ૫૯

અજાક પથ્થર કેરી કંઠી ધર હાથે ને “
માળાની ફંકો મારી ”

પાથેરામાં પેલી પુણી ઈશ્વર જગમાં છેજ નહી,
કોઈ વસ્તુનો નાશ નહિ એ બીજી બાબત હવે રહી. ૬૩

કર્મ કરયાથી બધું બનેછે જીવ તણી રક્ષા કરવી,
બાંધી મુમતી મોઢે હાહા વાત હવે શાની કરવી. ૬૪

કીટાડીના મનમાં એમજ પડે કદી આકાશ હવે,
ઝીલુ પગથી, રક્ષુ બરચાં, સુવે ચતી તે રાત થવે. ૬૫

એજ અકલથી છેજ મુમતી જીવડાં ન મરે શ્વાસ થકી;
અન્ન રાંધવા કરે દેવતા ત્યાં ન મરે કાંઈજ નકી. ૬૬

પાણી પીતાં મરે જીવડાં પાણીને ઉનું કરવું,
તેથી હત્યા થાય નહિ એ વિચારવું કેવું વરવુ. ૬૭

દાતણ કરવે દોષ થાયછે, મોં ગંધાવે ફિકર નહી,
સબબ તંદુરસ્તીને બાતર રંચ વિચારે હોય કહી; ૬૮

બાવું નહિને જળ ના પીવું એક માસ લગી એમ કરે,
ઈશ્વર કરેજ કરૂણા એવું ધારે તે નહિ મૂર્ખ બરે. ૬૯

કરી ઉપરનું આખર પોતે રમી જુગટુ ભૂંડુ હાય,
વાળયું પાણી ઉપર આની પોલીસે દોરાવું થાય. ૭૦

એતો ફળ અપવાસ તણુંછે જમણવાર ને હવે રડો,
પત્રાળાંમાં જમ્યાથી જીવડાં મરે મગજમાં એજ સડો, ૭૧

માટે થાળી કાંસાકેરી કરી એકઠી હોય ઘણી,
જમી જમીને કરી વીછળી પવિત્ર તેને તુરત ગણી. ૭૨

ક્યાંથી? ધર્મ નામથી દર વરશે
તો આ ભવ તરશે !!

એવું એવું ગાવાથી શું ઈશ્વર તારી મદદ કરે
ધુત્ર બાચકા લીધે અરે શું રંચ કામ મ્હારૂં સુધરે, ૭૬

"હરિ અવિનાશી આવો જમવા કૃષ્ણ હરિ" એવા ગાએ
ભુખાળવો છે પ્રભુ બિચારો માટે સાહ્ય તુને થાએ. ૭૭

આ કરવે પ્રભુના પામેતું પ્રભુ ખૂશ હા નહિ થાએ,
કોઈક બીજો રસ્તો લેમન જેથી ભવનાં દુઃખ જાએ. ૭૮

તેજ સુણ્યામાં લખે ચીઠ્ઠીમાં "ઇબ્રાહીમ ભાઈ આ જનને,
ઝાડ રૂપાળાં બીજો સામન કોટડી એક પસંદ મનને. ૭૯

અચુક આપજો" લેજ રૂપીઆ પોતે કીમત જરી જરી!
વાહ આ અકી બીજી કેવી હોય ઠગાઈ વડી ખરી! ૮૦

પોગળ ચાલે કારણ કોઈ ત્યાં જઈને ના પત્ર લખે,
કેણ નકાવે તેજ કારણે કરી હીકમત હોય રખે. ૮૧

જાજા મનનું કાંઇ કરે નહિ કશું ગમ નહી મૂઢ તને
હવે દાખવું શું શું તુજને એજ વિચારો મૂજ મને. ૮૨

ભાંગો પીવી અગડ બંબ થઈ ભજન મૂખથી તું કરજે,
શીવ શીવ કહીને ગાલ વગાડી ભવ તરિયો એ મન ધરજે ૮૩

એ પણ નારયો તું પણ નાચે તાંડવ નૃત્યે તો તો હા,
થાય ખુશી ખુબ ભોળો રાણો કો ભીલરાણી જોતું જા. ૮૪

"નીતિ નીતિ" શું આ બકવું નીતિ જાણશું તે નહોતો,
ના નહી અન્ય દાખવું તે મંદીરમાં છો રેતો. ૮૫

. માર્ગ હું વરણું હાવાં તારે કાજે
ના વરાણું નીતિ છે ન

અંબા લાડુ જંબા જા તું પ્રસાદ દેવિનો પીજે,
જાજા જઈને થઈ ભવઈઓ નાચ દેવિ જોથા રીજે. ૮૯

અથવા પેલી બહુચર બાળી વલ્લભની વરદાળી મા,
કેરા શંઘે જઈને મનડા તું રૂપાળા ગરબા ગા, ૯૦

કોઈ રોગીની ખાતર વૈદ્યો તજી માવડી શરણે જા,
માનસરોવરમાં જઈ નાવે થયો ઘોડીનો ઘોડો હા!!! ૯૧

જાજા ડાકોરમાં મન મ્હારા મગજ ધરાવી માંખણ ખા,
તુલશી લીંબડો લઈ રણછોડે રણછોડજી તું તો ધાધા ૯૨

રામાનુજ વા કબિરપંથને નાનક કેરે પંથે જા,
કાંચળિઓ શુભ પંથ ગમે નહિ તો મેરીસુત શરણે જા. ૯૩

આ ના ધરછે તો મન મારા શું દાખવું હું કે વારૂ
કહ્યું આટલું તેમાંથી કાંઇ તુજને ના લાગે સારૂ ૯૪

અસંતોષી તું મનડા મારા આમાનું કાંઈ નાજ ગમે,
ધર્મધર્મ શોધતાં સઘળે શાને કાજે તુંજ ભમે. ૯૫

એવો વાડો કોઈ મળે નહિ જ્યાં સઘળું-સારૂં હોયે,
દુનિયાં આખી ભલે ફરીને તપાસીને તું હા જોએ. ૯૬

માટે તું તો યાદ રાખજે નીયમ કથુ હું તવ સારૂ
અન્ય પંથનાં ફાંફાં છોડી ધર ચિત્તે એ છે વારૂં, ૯૭

એક પ્રભુ અપ્રતિમ વીરાજે સર્વ સ્થળે એવું માને
સર્વશકિતમન્નાયકારીની ભક્તિ કરવી ગુણગાને,
જો નિત ચાલે પાપકર્મથી દૂર રહે,
ભરજનો છો ભૂર કહે,

